श्रीकृष्णायनमः

श्रीमद्विठ्ठलेश्वरविरचित

# श्रीसर्वोत्तमस्तोत्र.

## सटीक.

सर्वोत्तम नामावली

અને

## સર્વોત્તમનું ધોળ.

---

નડીઆદ નિવાસી તલાટી ચુનીલાલ ઇશ્વરદાસના સ્મરણાર્થે

તેમના પુત્ર માણેકલાલનાં દ્રવ્ય સહાયથી

છપાવી પ્રકટ કર્તા

શાહ મગનલાલ ભાઈજીભાઈ.

શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી—નડીઆદ.

---

વલ્લભાબ્દ ૪૪૪ પ્રત ૨૦૦૦

श्रीमदाचार्यचरणस्मरणमेव मूलम्.

# પ્રસ્તાવના.

૧. આ સર્વોત્તમ સ્તોત્ર પૂર્વે રાજનગર નિવાસી વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસે છપાવી તેની હજારો પ્રતિ વૈષ્ણવોમાં વિના મૂલ્યે આપી મહદ્ ઉપકાર કર્યો હતો. પરંતુ તેમના હરિશરણ થયા પછી એ પુસ્તક અપ્રાપ્ય થતાં એની અભિલાષા ઘણા વૈષ્ણવો રાખતા. ભગવદ્ ઇચ્છાથી નડીઆદ નિવાસી વૈષ્ણવ માણેકલાલ ચુનીલાલને આ પુસ્તક છપાવી વૈષ્ણવોને વિનામૂલ્યે આપવાની ઇચ્છા થતાં તેને પ્રકટ કરવાનો સમય મળ્યો છે.

આ પુસ્તક મેળવવા ઇચ્છા રાખનારે નડીઆદ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયમાંથી માગણી કરી મેળવવું. બહાર ગામવાળાએ પણ પોષ્ટેજ મોકલી મંગાવવું.

૨. કોઇ વૈષ્ણવ ૧૦૦–૧૨૫ રૂપીઆના ખર્ચે આવા ઉપયોગી ગ્રંથો છપાવી વૈષ્ણવોની સેવા કરવા ઇચ્છા રાખતા હોય તેમણે અમોને મળવું એટલે તેમની ઇચ્છા અનુસાર આવાં બીજાં પણ ઉપયોગી લઘુ પુસ્તકો છપાવી આપવાની સગવડ કરી આપીશું.

નડીઆદ.
સંવત ૧૯૭૯
શ્રી ગોકુલેશ જયંતિ

શાહ મગનલાલ ભાઇજીભાઇ.
મંત્રી શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.

॥ श्रीहरिः ॥

॥ श्रीमथुरेशो जयति ॥

# શ્રીસર્વોત્તમસ્તોત્ર.

## સટીક પ્રારંભ.

## मंगलाचरण.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥ श्रीगुसांइजीपरमदयालवे नमः ॥ श्रीविठ्ठलेशसद्गुरवे नमः ॥

चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।
स्वीयानांतान्निजाचार्यान्प्रणमामिमुहुर्मुहुः ॥१॥

यदनुग्रहतोजंतुः सर्वदुःखातिगोभवेत् ।
तमहं सर्वदा वंदे श्रीमद्वल्लभनन्दनम् ॥२॥

# श्रीसर्वोत्तमस्तोत्र.

श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ॥

प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।
निगम प्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥

પ્રાકૃતધર્માનાશ્રયમપ્રાકૃતનિખિલધર્મરૂપમિતિ ।
નિગમ પ્રતિપાદ્યં યત્તચ્છુદ્ધં સાકૃતિ સ્તૌમિ ॥૧॥

**અર્થઃ**—શ્રીવિઠ્ઠલનાથજી આજ્ઞા કરે છે કે પ્રાકૃત ધર્મના આશ્રયથી રહિત અને સમગ્ર અપ્રાકૃત (અલૌકિક) ધર્મ રૂપ છે, એ રીતે વેદમાં પ્રતીપાદન કરેલું, અને સાકાર અને શુદ્ધ સ્વરૂપ છે તેની (હું) સ્તુતિ કરૂં છું. ૧

कलिकालतमश्छन्न दृष्टित्वाद्विदुषामपि ।
संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥ २ ॥

કલિકાલતમશ્છન્ન દૃષ્ટિત્વાદ્વિદુષામપિ ।
સંપ્રત્યવિષયસ્તસ્ય માહાત્મ્યં સમભૂદ્ ભુવિ ॥૨॥

અર્થ:—જ્ઞાતા પુરુષોની પણ જ્ઞાનદષ્ટિ કલિકાલરૂપ અંધકારથી આચ્છાદિત છે. માટે તે સ્વરૂપનું માહાત્મ્ય હાલ પૃથ્વીમાં અપરિચિત થયું છે. ૨

**दयया निजमाहात्म्यं करिष्यन्प्रकटं हरिः ।**
**वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि ॥३॥**

દયયા નિજમાહાત્મ્યં કરિષ્યન્પ્રકટં હરિઃ ।
વાણ્યા યદા તદા સ્વાસ્યં પ્રાદુર્ભૂતં ચકાર હિ ॥૩॥

અર્થ:—જ્યારે દયાવડે શ્રીહરિને પોતાના વચનદ્વારા પોતાનું માહાત્મ્ય પ્રકટ કરવાની ઈચ્છા થઈ ત્યારે પોતાનું મુખારવિંદ શ્રીવલ્લભાચાર્યરૂપે પ્રાદુર્ભાવ કર્યું. ૩

**तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।**
**तन्नामाष्टोत्तरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥४॥**

તદુક્તમપિ દુર્બોધં સુબોધં સ્યાદ્યથા તથા ।
તન્નામાષ્ટોત્તરશતં પ્રવક્ષ્યામ્યખિલાઘહૃત્ ॥૪॥

અર્થ:—પણ તેનું કહેલું દુર્બોધ છે માટે જેવી રીતે સુબોધ થાય તેવી રીતે સમગ્ર પાપને હરનાર તે શ્રીમહાપ્રભુજીનાં એકસો આઠ નામ કહું છું. ૪

ऋषिरग्निकुमारस्तु नाम्नांछंदो जगत्यसौ ।
श्रीकृष्णास्यं देवता च बीजं कारुणिकः प्रभुः ॥५॥

ઋષિરગ્નિકુમારસ્તુ નામ્નાંછંદો જગત્યસૌ ।
શ્રીકૃષ્ણાસ્યં દેવતા ચ બીજં કારુણિકઃ પ્રભુઃ ॥૫॥

**અર્થ**:—આ સ્તોત્રના ઋષિ અગ્નિકુમાર શ્રીગુસાંઈજી છે અને જગત પ્રસિદ્ધ અનુષ્ટુપ્ છંદ છે, તથા દેવતા શ્રીમદ્‌વલ્લભાચાર્યજી છે અને કારુણિક પ્રભુ એ બીજ છે. ૫

विनियोगो भक्तियोगप्रतिबंधविनाशने ।
कृष्णाधरामृतास्वादसिद्धिरत्र न संशयः ॥६॥

વિનિયોગો ભક્તિયોગપ્રતિબંધવિનાશને ।
કૃષ્ણાધરામૃતાસ્વાદસિદ્ધિરત્ર ન સંશયઃ ॥૬॥

**અર્થ**:—અને આ સર્વોત્તમસ્તોત્રમાં પ્રતિબંધ નાશ કરવા સારૂ વિનિયોગ કહેતાં પ્રયોજન ભક્તિયોગ છે, અને શ્રીકૃષ્ણના અધરામૃત સ્વાદની અહીં સિદ્ધિ છે એમાં કાંઈ સંશય નથી.

१ २ ३ ४
आनंदः परमानंदः श्रीकृष्णास्यं कृपानिधिः ।
५ ६
दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥७॥

આનંદઃ[*૧] પરમાનંદઃ[૨] શ્રીકૃષ્ણાસ્યં[૩] કૃપાનિધિઃ[૪] ।
દૈવોદ્ધારપ્રયત્નાત્મા[૫]સ્મૃતિમાત્રાર્તિનાશનઃ[૬] ॥૭॥

**અર્થ:**—આનંદરૂપ અને પરમાનંદરૂપ શ્રીકૃષ્ણના મુખારવિંદરૂપ અને કૃપાના ભંડારરૂપ અને દૈવીજીવોના ઉદ્ધાર કરવા સારૂ પોતાના મનનાં યત્ન કરનારા અને સ્મરણ માત્રથી પીડાને નાશ કરનારા એવા શ્રીમહાપ્રભુજી છે. ૭

**श्रीभागवतगूढार्थप्रकाशनपरायणः[७] ।**
**साकारब्रह्मवादैकस्थापको[८] वेदपारगः[९] ॥८॥**

શ્રીભાગવતગૂઢાર્થપ્રકાશનપરાયણઃ[૭] ।
સાકારબ્રહ્મવાદૈકસ્થાપકો[૮] વેદપારગઃ[૯] ॥૮॥

**અર્થ:**—શ્રીભાગવતના ગૂઢ અર્થને પ્રકાશ કરવામાં તત્પર એવા અને સાકાર બ્રહ્મવાદના સ્થાપન કરનારા અને વેદના પાર પામેલા એવા આચાર્યશ્રીમહાપ્રભુજી. ૮

**मायावादनिराकर्त्ता[१०] सर्ववादिनिरासकृत्[११] ।**

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મૂકવામાં આવ્યા છે તે જગાએ આચાર્યશ્રીમહાપ્રભુનાં નામ સમજવાં.

૧૨ ૧૩
भक्तिमार्गाब्जमार्त्तंडः स्त्रीशूद्राद्युद्धृतिक्षमः ॥९॥

૧૦ ૧૧
માયાવાદનિરાકર્ત્તા સર્વવાદિનિરાસકૃત્ ।
૧૨ ૧૩
ભક્તિમાર્ગાબ્જમાર્ત્તંડઃ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમઃ ॥૯॥

**અર્થઃ**—માયાવાદનું ખંડન કરનારા અને સર્વે વાદિઓને પરાજય કરનારા અને ભક્તિમાર્ગરૂપી કમલમાં સૂર્યરૂપ અને સ્રીઓ તથા શૂદ્રાદિના ઉદ્ધાર કરવામાં સમર્થ એવા **શ્રીમહાપ્રભુજી.** ૯

૧૪
अंगीकृत्यैव गोपीशवल्लभीकृतमानवः ।
૧૫ ૧૬ ૧૭
अंगीकृतौ समर्यादो महाकारुणिको विभुः ॥१०॥

૧૪
અંગીકૃત્યૈવ ગોપીશવલ્લભીકૃતમાનવઃ ।
૧૫ ૧૬ ૧૭
અંગીકૃતૌ સમર્યાદો મહાકારુણિકો વિભુઃ ॥૧૦॥

**અર્થઃ**—અંગીકાર કરવાને વિષે મર્યાદાવાળા અને મહાદયાળુ, અને પોતે અંગીકાર કરીને ગોપીપતિ શ્રીકૃષ્ણ ભગવાનમાં મનુષ્યોને વાત્સલ્ય કરાવનાર એવા **અને સર્વ** સમર્થ શ્રીમહાપ્રભુજી. ૧૦

૧૮ ૧૯
अदेयदानदक्षश्च महोदारचरित्रवान् ।
૨૦
प्राकृतानुकृतिव्याजमोहितासुरमानुषः ॥११॥

૧૮ ૧૯
અદેયદાનદક્ષશ્ચ મહોદારચરિત્રવાન્ ।
૨૦
પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતાસુરમાનુષઃ ॥૧૧॥

**અર્થઃ**—ન આપી શકાય એવાં દાન દેવાને સમર્થ એવા અને ઉદાર ચરિત્રવાળા અને પ્રાકૃત જનને અનુસરવાના મીષેથી આસુરી જનોને મોહિત કરનાર. ૧૧

૨૧ ૨૨ ૨૩ ૨૪
वैश्वानरो वल्लभाख्यः सद्रूपो हितकृत्सताम् ।
૨૫ ૨૬
जनशिक्षाकृतेकृष्णभक्तिकृन्निखिलेष्टदः ॥१२॥

૨૧ ૨૨ ૨૩ ૨૪
વૈશ્વાનરો વલ્લભાખ્યઃ સદ્રૂપો હિતકૃત્સતામ્ ।
૨૫ ૨૬
જનશિક્ષાકૃતેકૃષ્ણભક્તિકૃન્નિખિલેષ્ટદઃ ॥૧૨॥

**અર્થઃ**—અગ્નિથી ઉત્પન્ન થએલા વલ્લભનામવાળા, સારારૂપવાળા સત્પુરુષોના હિતકારી, મનુષ્યોને શિખવવા સારૂ શ્રીકૃષ્ણની ભક્તિ કરનારા સમગ્ર ઈચ્છિત વસ્તુને આપનાર એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. ૧૨

૨૭ ૨૮ ૨૯

**सर्वलक्षणसंपन्नः श्रीकृष्णज्ञानदो गुरुः ।**

૩૦ ૩૧

**स्वानंदतुंदिलः पद्मदलायतविलोचनः ॥१३॥**

૨૭ ૨૮ ૨૯

સર્વલક્ષણસંપન્નઃ શ્રીકૃષ્ણજ્ઞાનદો ગુરુઃ ।

૩૦ ૩૧

સ્વાનંદતુંદિલઃ પદ્મદલાયતવિલોચનઃ ॥૧૩॥

**અર્થઃ**—સર્વ લક્ષણથી યુક્ત, શ્રીકૃષ્ણના જ્ઞાનને દેનાર, અને ગુરુ અને પોતાના સ્વરૂપે કરીને આનંદવાળા, કમળદલ સરખા વિશાળ નેત્રવાળા એવા શ્રીમહાપ્રભુજી. ૧૩

૩૨ ૩૩

**कृपादृग्वृष्टिसंहृष्टदासदासीप्रियः पतिः ।**

૩૪ ૩૫

**रोषदृक्पातसंप्लुष्टभक्तद्विट् भक्तसेवितः ॥१४॥**

૩૨ ૩૩

કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસીપ્રિયઃ પતિઃ ।

૩૪ ૩૫

રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિટ્ ભક્તસેવિતઃ ॥૧૪॥

**અર્થઃ**—કૃપાયુક્ત દૃષ્ટિરૂપ વૃષ્ટિવડે ખુશી થયેલા દાસદાસીજનોના પ્રિય, અને રોષવાળી દૃષ્ટિવડે ભક્તોના દ્વેષીયોને બાળી નાંખનાર, અને ભક્તોએ સેવેલા એવા શ્રીમહાપ્રભુજી. ૧૪

३६ ३७ ३८

सुखसेव्यो दुराराध्यो दुर्लभांघ्रिसरोरुहः ।

३९ ४०

उग्रप्रतापो वाक्सिधुःपूरिताशेषसेवकः ॥१५॥

૩૬ ૩૭ ૩૮

સુખસેવ્યો દુરારાધ્યો દુર્લભાંઘ્રિસરોરુહઃ ।

૩૯ ૪૦

ઉગ્રપ્રતાપો વાક્સિધુઃપૂરિતાશેપસેવકઃ ॥૧૫॥

અર્થઃ—સુખે કરીને સેવવા યોગ્ય, દુઃખે કરી આરાધના કરવા યોગ્ય, જેમના ચરણકમલ દુર્લભ છે, ઉગ્રપ્રતાપવાળા, વચનામૃતવડે સમગ્ર સેવકોના અર્થને પૂર્ણ કરનાર. ૧૫

४१

श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमः ।

४२

तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहः ॥१६॥

૪૧

શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમઃ ।

૪૨

તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહઃ ॥૧૬॥

અર્થઃ—શ્રીભાગવતરૂપી અમૃતનો સમુદ્ર મથન કરી શ્રીસુબોધિનીજીની કથા કરવામાં સમર્થ અને તે શ્રીભાગવતને વિષે સારભૂત એવી રાસસ્ત્રી ( વ્રજભક્ત ) ના ભાવે કરી પરિપૂર્ણ દેહવાળા ૧૬

४३ ४४

सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेमा विमुक्तिदः ।

४५ ४६

रासलीलैकतात्पर्यः कृपयैतत्कथाप्रदः ॥ १७ ॥

૪૩ ૪૪

સાનિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમા વિમુક્તિદઃ ।

૪૫ ૪૬

રાસલીલૈકતાત્પર્યઃ કૃપયૈતત્કથાપ્રદઃ ॥૧૭॥

**અર્થ**:—પોતાની સન્નિધિ માત્રમાં શ્રીકૃષ્ણને વિષે પ્રેમનું દાન કરનાર એવા અને મુક્તિને દેનારા રાસલીલામાં એક તાત્પર્યવાળા અને કૃપાએ કરીને એ શ્રીકૃષ્ણની કથાને દેનારા. ૧૭

४७

विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकः ।

४८ ४९

भक्त्याचारोपदेष्टा च कर्ममार्गप्रवर्तकः ॥ १८ ॥

૪૭

વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકઃ ।

૪૮ ૪૯

ભક્ત્યાચારોપદેષ્ટા ચ કર્મમાર્ગપ્રવર્તકઃ ॥૧૮॥

**અર્થ**:—કેવળ વિરહના અનુભવ સારૂ સર્વ ત્યાગનો ઉપદેશ કરનારા, ભક્તિ વાસ્તે આચારનો ઉપદેશ કરનારા, અને કર્મમાર્ગને પ્રવર્તાવનારા એવા શ્રીઆચાર્યજી. ૧૮

૫૦
यागादौभक्तिमार्गैकसाधनत्वोपदेशकः ।
૫૧ ૫૨ ૫૩ ૫૪
पूर्णानंदः पूर्णकामो वाक्पतिर्विबुधेश्वरः ॥१९॥

૫૦
યાગાદૌભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકઃ ।
૫૧ ૫૨ ૫૩ ૫૪
પૂર્ણાનંદઃ પૂર્ણકામો વાક્પતિર્વિબુધેશ્વરઃ ॥૧૯॥

**અર્થઃ**—યજ્ઞયાગાદિ કર્મમાં ભક્તિમાર્ગનુંજ એક સાધનપણું છે એવો ઉપદેશ કરનાર પૂર્ણ આનંદવાળા, પૂર્ણ કામનાવાળા, વાણીના પતિ અને વાણી (સરસ્વતિ)ના પતિ દેવતાઓના ઈશ્વર એવા શ્રીઆચાર્યજી. ૧૯

૫૫ ૫૬
कृष्णनामसहस्रस्य वक्ता भक्तपरायणः ।
૫૭
भक्त्याचारोपदेशार्थनानावाक्यनिरुपकः ॥ २० ॥

૫૫ ૫૬
કૃષ્ણનામસહસ્રસ્ય વક્તા ભક્તપરાયણઃ ।
૫૭
ભક્ત્યાચારોપદેશાર્થનાનાવાક્યનિરૂપકઃ ॥૨૦॥

**અર્થઃ**—શ્રીકૃષ્ણના હજાર નામને કહેનારા અને ભક્તોને શરણરૂપ અને ભક્તિ તથા આચારના ઉપદેશ સારૂ નાના પ્રકારના વાક્યને નિરૂપણ કરનારા એવા. ૨૦

५८ ५९
**स्वार्थोज्झिताखिलप्राणप्रियस्तादृशवेष्टितः ।**
६० ६१
**स्वदासार्थकृताशेषसाधन सर्वशक्तिधृक् ॥२१॥**

૫૮ ૫૯
સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણપ્રિયસ્તાદૃશવેષ્ટિતઃ ।
૬૦ ૬૧
સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ સર્વશક્તિધૃક્ ॥૨૧॥

**અર્થ**:—શ્રીઆચાર્યજી અર્થે અખિલ પ્રાણને અર્પણ કરનાર પુરુષોને પ્રિય એવા અને તેવા તાદૃશી પુરુષોથી વીંટાયેલા અને પોતાના દાસને સારૂ સમગ્ર સાધન કરનાર અને સર્વ શક્તિને ધારણ કરનાર એવા શ્રીઆચાયજી. ૨૧

६२ ६३
**भुवि भक्तिप्रचारैककृते स्वान्वयकृत् पिता ।**
६४ ६५
**स्ववंशे स्थापिताऽशेषस्वमाहात्म्यः स्मयापहः ॥२२॥**

૬૨ ૬૩
ભુવિ ભક્તિપ્રચારૈકકૃતે સ્વાન્વયકૃત્ પિતા ।
૬૪ ૬૫
સ્વવંશે સ્થાપિતાઽશેષસ્વમાહાત્મ્યઃ સ્મયાપહઃ

**અર્થ**:—પૃથ્વિમાં કેવળ ભક્તિનો પ્રચાર કરવા સારૂ પોતાના વંશનો વિસ્તાર કરનાર અને પિતારૂપ અને પોતાના વંશને વિષે પોતાના સમગ્ર માહાત્મ્યનું સ્થાપન કરનાર અને ગર્વનો નાશ કરનાર એવા શ્રીમહાપ્રભુજી. ૨૨

६६ ६६
पतिव्रतापतिः पारलौकिकैहिकदानकृत ।
६८ ६९
निगूढहृदयोऽनन्यभक्तेषु ज्ञापिताशयः ॥ २३ ॥

૬૬ ૬૭
પતિવ્રતાપતિઃપારલૌકિકૈહિકદાનકૃત ।
૬૮ ૬૯
નિગૂઢહૃદયોઽનન્યભક્તેષુ જ્ઞાપિતાશયઃ ॥૨૩॥

**અર્થઃ**—પતિવ્રતાઓના પતિ અને પરલોક તથા આ લોક સબંધી દાન કરનાર અને ગૂઢ હૃદયવાળા અનન્ય ભક્તોને પોતાનું અંતઃકરણ જણાવનાર. ૨૩.

७०
उपासनादिमार्गातिमुग्धमोहनिवारकः ।
७१
भक्तिमार्गे सर्वमार्गवैलक्षण्यानुभूतिकृत् ॥२४॥

૭૦
ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહનિવારકઃ ।
૭૧
ભક્તિમાર્ગે સર્વમાર્ગવૈલક્ષણ્યાનુભૂતિકૃત ॥૨૪॥

**અર્થઃ**—ઉપાસનાદિ માર્ગોમાં અતિ મુગ્ધ પુરુષોના મોહને મટાડનાર ભક્તિમાર્ગને વિષે સર્વ માર્ગથી વિલક્ષણ રીતે અનુભવ કરાવનાર એવા. ૨૪.

૭૨ ૭૩

प्रथक्शरणमार्गोपदेष्टा श्रीकृष्णहार्दवित् ।

૭૪

प्रतिक्षणनिकुंजस्थलीलारससुपूरितः ॥२५॥

૭૨ ૭૩

પ્રથક્શરણમાર્ગોપદેષ્ટા શ્રીકૃષ્ણહાર્દવિત્ ।

૭૪

પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસસુપૂરિતઃ ॥૨૫॥

**અર્થ**:—જુદી રીતે શરણ માર્ગનો ઉપદેશ કરનાર, શ્રીકૃષ્ણના હાર્દને જાણનાર, ક્ષણે ક્ષણે નિકુંજમાં થએલી (રાસ) લીલાના રસે કરીને પરિપૂર્ણ એવા. ૨૫

૭૫ ૭૬ ૭૭

तत्कथाक्षिप्तचित्तस्तद्विस्मृतान्यो व्रजप्रियः ।

૭૮ ૭૯ ૮૦

प्रियव्रजस्थितिः पुष्टिलीलाकर्ता रहःप्रियः ॥२६॥

૭૫ ૭૬ ૭૭

તત્કથાક્ષિપ્તચિત્તસ્તદ્વિસ્મૃતાન્યો વ્રજપ્રિયઃ ।

૭૮ ૭૯ ૮૦

પ્રિયવ્રજસ્થિતિઃ પુષ્ટિલીલાકર્તા રહઃપ્રિયઃ ॥૨૬॥

**અર્થ**:—તે નિકુંજવનમાં શ્રીકૃષ્ણચંદ્ર સંબંધી રાસ લીલા કથા વડે ચિત્તને ખેંચનાર અને તે કથા કરવા સારૂ અન્ય કથા વિશેષી કાર્યને વિસ્મરણ કરાવનાર અને

વ્રજમાં પ્રીતિવાળા અને પ્રિય વ્રજમાં સ્થિતિવાળા, અને પુષ્ટિ સંબંધી રાસલીલા કરનાર અને એકાંતિક ભક્તમાં પ્રીતિવાળા શ્રીઆચાર્યજી. ૨૬

८१ ८२ ८३

भक्तेच्छापूरकः सर्वाज्ञातलीलोऽतिमोहनः ।

८४ ८५ ८६

सर्वासक्तो भक्तमात्रासक्तः पतितपावनः ॥२७॥

૮૧ ૮૨ ૮૩

ભકતેચ્છાપૂરકઃ સર્વાજ્ઞાતલીલોઽતિમોહનઃ ।

૮૪ ૮૫ ૮૬

સર્વાસક્તો ભકતમાત્રાસકતઃ પતિતપાવનઃ ॥૨૭॥

અર્થઃ—ભક્તની ઇચ્છાને પૂર્ણ કરનારા બીજા સર્વે પુરુષોને અજ્ઞાત છે લીલા જેની એવા અને અત્યંત મોહ કરનાર, સર્વને વિષે આસકિત રહિત, અને કેવળ ભક્તને વિષે આસકત, અને પતિત પુરુષોને પવિત્ર કરનારા, એવા શ્રીઆચાર્યજી. ૨૭

८७

स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टरः ।

८८ ८९

यशःपीयूषलहरीप्लावितान्यरसः परः ॥ २८ ॥

૮૭

સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરઃ ।

૮૮ ૮૯

યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસઃ પરઃ ॥૨૮॥

**અર્થઃ**—પોતાનો યશ ગાવાથી પ્રસન્ન થયેલા ભક્તના હૃદયરૂપ કમલમાં આસન કરનાર, યશરૂપ અમૃતની લહેરથી ભીંજાવેલ છે અન્ય રસ જેણે એવા, અને સર્વથી શ્રેષ્ઠ એવા શ્રીમહાપ્રભુજી. ૨૮

૯૦

**लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृत् ।**

૯૧ ૯૨

**गोवर्धनस्थित्युत्साहस्तल्लीलाप्रेमपूरितः ॥२९॥**

૯૦

લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃત્ ।

૯૧ ૯૨

ગોવર્ધનસ્થિત્યુત્સાહસ્તલ્લીલાપ્રેમપૂરિતઃ ॥૨૯॥

**અર્થઃ**—લીલારૂપ અમૃત સંબંધી રસાર્દ્ર ભાવવડે સકલ શરીર ધારીને રસવાળા કરનાર અને શ્રીગોવર્ધન ગિરિરાજની સ્થિતિમાં ઉત્સાહવાળા અને તે ભગવદ્ લીલામાં પ્રેમરસવડે પરિપૂર્ણ એવા શ્રીમહાપ્રભુજી. ૨૯

૯૩ ૯૪ ૯૫

**यज्ञभोक्ता यज्ञकर्त्ता चतुर्वर्गविशारदः ।**

૯૬ ૯૭ ૯૮

**सत्यप्रतिज्ञ स्त्रिगुणातीतो नयविशारदः ॥३०॥**

૯૩ ૯૪ ૯૫
યજ્ઞભોકતા યજ્ઞકર્ત્તા ચતુર્વર્ગવિશારદઃ ।
૯૬ ૯૭ ૯૮
સત્યપ્રતિજ્ઞ સ્ત્રિગુણાતીતો નયવિશારદઃ ॥૩૦॥

**અર્થઃ**—યજ્ઞભોક્તા અને યજ્ઞકર્તા, તથા **ધર્મ**, **અર્થ**, **કામ** અને **મોક્ષને** દેવામાં ડહાપણવાળા, સાચી પ્રતિજ્ઞાવાળા, ત્રણ ગુણથી રહિત અને નીતિમાં ચતુર એવા શ્રીઆચાર્યજી.૩૦

९९ १००
**स्वकीर्तिवर्धन स्तत्त्वसूत्रभाष्यप्रदर्शकः ।**
१०१ १०२
**मायावादाख्यतूलाग्निर्ब्रह्मवादनिरूपकः ॥३१॥**

૯૯ ૧૦૦
સ્વકીર્તિવર્ધન સ્તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકઃ ।
૧૦૧ ૧૦૨
માયાવાદાખ્યતૂલાગ્નિર્બ્રહ્મવાદનિરૂપકઃ ॥૩૧॥

**અર્થઃ**—પોતાની કીર્તિને વધારનાર અને સાંખ્ય, તત્વ અને વ્યાસસૂત્રના ભાષ્યને કરનાર અને માયાવાદરૂપ કપાસમાં અગ્નિ સરખા અને બ્રહ્મવાદનું નિરૂપણ કરનારા એવા શ્રીઆચાર્યજી. ૩૧

१०३ १०४
**अप्राकृताऽखिलाकल्पभूषितः सहजास्मितः ।**
१०५ १०६ १०७
**त्रिलोकीभूषणं भूमिभाग्यं सहजसुंदरः ॥३२॥**

[103] અપ્રાકૃતાઽખિલાકલ્પભૂષિતઃ [104] સહજસ્મિતઃ ।
[105] ત્રિલોકીભૂષણં [106] ભૂમિભાગ્યં [107] સહજસુંદરઃ ॥૩૨॥

**અર્થ:**—અલૌકિક સર્વ શૃંગારવડે સુશોભિત અને સહજ હાસ્યવાળા ત્રણ લોકમાં ભૂષણ સરખા પૃથ્વિના ભાગ્યરૂપ અને સહેજે આભુષણાદિ ધારણ કર્યા વિના પણ સુંદર મૂર્તિવાળા. ૩૨

[108] **अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनः ।**
**इत्यानंदनिधेः प्रोक्तंनाम्नामष्टोत्तरं शतम् ॥३३॥**

[108] અશેષભકતસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનઃ ।
ઇત્યાનંદનિધેઃ પ્રોકતંનામ્નામષ્ટોતરં શતમ્ ॥૩૩॥

**અર્થ:**—જેના ચરણકમળના રજરૂપી ધન અશેષ ભક્તજનોએ સંપ્રાર્થનીય છે ( એટલે સારી રીતે ઇચ્છા કરવા યોગ્ય છે ) એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી છે. એ પ્રમાણે આનંદના સમુદ્રરૂપ શ્રીમહાપ્રભુજીનાં એકસો ને આઠ નામ કહ્યાં. ૩૩

**श्रद्धाविशुद्धबुद्धिर्यः पठत्यनुदिनंजनः ।**
**स तदेकमनाः सिद्धिमुक्तां प्राप्नोत्यसंशयः ॥३४॥**

શ્રદ્ધાવિશુદ્ધબુદ્ધિર્યઃ પઠત્યનુદિનંજનઃ ।

સ તદેકમનાઃ સિદ્ધિમુક્તાં પ્રાપ્નોત્યસંશયઃ ॥ ૩૪ ॥

અર્થઃ—શ્રદ્ધાવડે વિશુદ્ધ બુદ્ધિવાળો જે મનુષ્ય હંમેશાં તેને વિષે નિશ્ચય મનવાળો થઇને આ સ્તોત્રનો પાઠ કરે, તો તે પુરુષ કહેલી મહા સિદ્ધિને પ્રાપ્ત થાય એમાં કાંઇ સંશય નથી. ૩૪

**तद्प्राप्तौवृथामोक्ष स्तदाप्तौतद्गतार्थता ।**
**अतःसर्वोत्तमं स्तोत्रं जप्यंकृष्णरसार्थिभिः ॥३५॥**

તદપ્રાપ્તૌવૃથામોક્ષ સ્તદાપ્તૌતદ્‌ગતાર્થતા ।
અતઃસર્વોત્તમંસ્તોત્રં જપ્યંકૃષ્ણરસાર્થિભિઃ ॥ ૩૫ ॥

અર્થઃ—તે શ્રીઆચાર્યજીની પ્રાપ્તિ વિના મોક્ષ પણ વૃથા છે, અને તે સ્વમાર્ગ સંબંધી ફળની પ્રાપ્તિ થાય તો સાયુજ્યાદિક મોક્ષનું પણ નિરર્થકપણું છે, એ વાસ્તે આ **શ્રીસર્વોત્તમસ્તોત્રનો** શ્રીકૃષ્ણચંદ્રરૂપ રસની ઇચ્છાવાળા પુરુષોએ જપ કરવો. ૩૫

**॥इति श्रीमदग्निकुमारप्रोक्तं सर्वोत्तमस्तोत्रं संपूर्णम्**

એ રીતે શોભાયમાન શ્રીઅગ્નિકુમાર કહેલાં
**શ્રીવિઠ્ઠલેશજીએ રચેલું આ સર્વોત્તમસ્તોત્ર સટીક**
ગૂજરાતી ભાષામાં સંપૂર્ણ થયું.



# અથ શ્રીસર્વોત્તમ નામાવલિ
## ( જપ કરવા માટે. )

॥ श्रीकृष्णाय नमः ॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

| | |
|---|---|
| १ आनंदाय नमः | ૧ આનંદાય નમઃ |
| २ परमानंदाय नमः | ૨ પરમાનંદાય નમઃ |
| ३ श्रीकृष्णास्याय नमः | ૩ શ્રીકૃષ્ણાસ્યાય નમઃ |
| ४ कृपानिधये नमः | ૪ કૃપાનિધયે નમઃ |
| ५ दैवोद्धारप्रयत्नात्मने नमः | ૫ દૈવોધ્ધાર પ્રયત્નાત્મને નમઃ |
| ६ स्मृतिमात्रार्तिनाशनाय नमः | ૬ સ્મૃતિમાત્રાર્તિ નાશનાય નમઃ |
| ७ श्रीभागवतगूढार्थप्रकाशन-परायणाय नमः | ૭ શ્રીભાગવતગૂઢાર્થ પ્રકાશન પરાયણાય નમઃ |

| | |
|---|---|
| ८ साकारब्रह्मवादैकस्थापकाय नमः | ૮ સાકારબ્રહ્મવાદૈકસ્થાપકાય નમઃ |
| ९ वेदपारगाय नमः | ૯ વેદપારગાય નમઃ |
| १० मायावादनिराकर्त्रे नमः | ૧૦ માયાવાદનિરાકર્ત્રે નમઃ |
| ११ सर्ववादिनिरासकृते नमः | ૧૧ સર્વવાદિનિરાસકૃતે નમઃ |
| १२ भक्तिमार्गाब्जमार्तंडाय नमः | ૧૨ ભક્તિમાર્ગાબ્જમાર્તંડાય નમઃ |
| १३ स्त्रीशूद्राद्युद्धृतिक्षमाय नमः | ૧૩ સ્ત્રીશૂદ્રાદ્યુદ્ધૃતિક્ષમાય નમઃ |
| १४ अंगीकृत्यैवगोपीशवल्लभीकृतमानवाय नमः | ૧૪ અંગીકૃત્યૈવગોપીશવલ્લભીકૃતમાનવાય નમઃ |
| १५ अंगीकृतौसमर्यादाय नमः | ૧૫ અંગીકૃતૌસમર્યાદાય નમઃ |
| १६ महाकारुणिकाय नमः | ૧૬ મહાકારુણિકાય નમઃ |
| १७ विभवे नमः | ૧૭ વિભવે નમઃ |

| | |
|---|---|
| १८ अदेयदानदक्षाय नमः | ૧૮ અદેયદાનદક્ષાય નમ |
| १९ महोदारच्चरित्रवते नमः | ૧૯ મહોદારચ્ચરિત્રવતે નમઃ |
| २० प्राकृतानुकृतिव्याजमोहिता सुरमानुषाय नमः | ૨૦ પ્રાકૃતાનુકૃતિવ્યાજમોહિતા સુરમાનુષાય નમઃ |
| २१ वैश्वानराय नमः | ૨૧ વૈશ્વાનરાય નમઃ |
| २२ वल्लभाख्याय नमः | ૨૨ વલ્લભાખ્યાય નમઃ |
| २३ सद्रूपाय नमः | ૨૩ સદ્રૂપાય નમઃ |
| २४ सतांहितकृते नमः | ૨૪ સતાંહિતકૃતે નમઃ |
| २५ जनशिक्षाकृतेकृष्णभक्तिकृते नमः | ૨૫ જનશિક્ષાકૃતે કૃષ્ણભક્તિકૃતે નમઃ |
| २६ निखिलेष्टदाय नमः | ૨૬ નિખિલેષ્ટદાય નમઃ |
| २७ सर्वलक्षणसंपन्नाय नमः | ૨૭ સર્વલક્ષણસંપન્નાય નમઃ |

| | |
|---|---|
| २८ श्रीकृष्णज्ञानदाय नमः | ૨૮ શ્રીકૃષ્ણજ્ઞાનદાય નમઃ |
| २९ गुरवे नमः | ૨૯ ગુરવે નમઃ |
| ३० स्वानंदतुंदिलाय नमः | ૩૦ સ્વાનંદતુંદિલાય નમઃ |
| ३१ पद्मदलायतविलोचनाय नमः | ૩૧ પદ્મદલાયતવિલોચનાય નમઃ |
| ३२ कृपादृग्वृष्टिसंहृष्टदासदासी-<br>प्रियाय नमः | ૩૨ કૃપાદૃગ્વૃષ્ટિસંહૃષ્ટદાસદાસી<br>પ્રિયાય નમઃ |
| ३३ पतये नमः | ૩૩ પતયે નમઃ |
| ३४ रोषदृक्पातसंप्लुष्टभक्तद्विषे<br>नमः | ૩૪ રોષદૃક્પાતસંપ્લુષ્ટભક્તદ્વિષે<br>નમઃ |
| ३५ भक्तसेविताय नमः | ૩૫ ભક્તસેવિતાય નમઃ |
| ३६ सुखसेव्याय नमः | ૩૬ સુખસેવ્યાય નમઃ |
| ३७ दुराराध्याय नमः | ૩૭ દુરારાધ્યાય નમઃ |

| | |
|---|---|
| ३८ दुर्लभांघ्रिसरोरुहाय नमः | ૩૮ દુર્લભાંઘ્રિસરોરુહાય નમઃ |
| ३९ उग्रप्रतापाय नमः | ૩૯ ઉગ્રપ્રતાપાય નમઃ |
| ४० वाक्सीधुपूरिताशेषसेवकाय नमः | ૪૦ વાક્સીધુપૂરિતાશેષસેવકાય નમઃ |
| ४१ श्रीभागवतपीयूषसमुद्रमथनक्षमाय नमः | ૪૧ શ્રીભાગવતપીયૂષસમુદ્રમથનક્ષમાય નમઃ |
| ४२ तत्सारभूतरासस्त्रीभावपूरितविग्रहाय नमः | ૪૨ તત્સારભૂતરાસસ્ત્રીભાવપૂરિતવિગ્રહાય નમઃ |
| ४३ सान्निध्यमात्रदत्तश्रीकृष्णप्रेम्णे नमः | ૪૩ સાન્નિધ્યમાત્રદત્તશ્રીકૃષ્ણપ્રેમ્ણે નમઃ |
| ४४ विमुक्तिदाय नमः | ૪૪ વિમુક્તિદાય નમઃ |
| ४५ रासलीलैकतात्पर्याय नमः | ૪૫ રાસલીલૈકતાત્પર્યાય નમઃ |

| | |
|---|---|
| ४६ कृपयैतत्कथाप्रदाय नमः | ૪૬ કૃપયૈતત્કથાપ્રદાય નમઃ |
| ४७ विरहानुभवैकार्थसर्वत्यागोपदेशकाय नमः | ૪૭ વિરહાનુભવૈકાર્થસર્વત્યાગોપદેશકાય નમઃ |
| ४८ भक्त्याचारोपदेष्ट्रे नमः | ૪૮ ભક્ત્યાચારોપદેષ્ટ્રે નમઃ |
| ४९ कर्ममार्गप्रवर्त्तकाय नमः | ૪૯ કર્મમાર્ગપ્રવર્ત્તકાય નમઃ |
| ५० यागादौभक्तिमार्गैकसाधनत्वोपदेशकाय नमः | ૫૦ યાગાદૌભક્તિમાર્ગૈકસાધનત્વોપદેશકાય નમઃ |
| ५१ पूर्णानंदाय नमः | ૫૧ પૂર્ણાનંદાય નમઃ |
| ५२ पूर्णकामाय नमः | ૫૨ પૂર્ણકામાય નમઃ |
| ५३ वाक्पतये नमः | ૫૩ વાક્પતયે નમઃ |
| ५४ विबुधेश्वराय नमः | ૫૪ વિબુધેશ્વરાય નમઃ |
| ५५ कृष्णनामसहस्रस्यवक्त्रे नमः | ૫૫ કૃષ્ણનામસહસ્રસ્યવક્ત્રે નમઃ |

| | |
|---|---|
| ५६ भक्तपरायणाय नमः | ૫૬ ભક્તપરાયણાય નમઃ |
| ५७ भक्त्याचारोपदेशार्थनाना-वाक्यनिरूपकाय नमः | ૫૭ ભક્ત્યાચારોપદેશાર્થનાના-વાક્યનિરૂપકાય નમઃ |
| ५८ स्वार्थोज्झिताखिलप्राणप्रियाय नमः | ૫૮ સ્વાર્થોજ્ઝિતાખિલપ્રાણ-પ્રિયાય નમઃ |
| ५९ तादृशवेष्टिताय नमः | ૫૯ તાદૃશવેષ્ટિતાય નમઃ |
| ६० स्वदासार्थकृताशेषसाधनाय नमः | ૬૦ સ્વદાસાર્થકૃતાશેષસાધનાય નમઃ |
| ६१ सर्वशक्तिधृषे नमः | ૬૧ સર્વશક્તિધૃષે નમઃ |
| ६२ भुविभक्तिप्रचारैककृतेस्वान्व-यकृते नमः | ૬૨ ભુવિભક્તિપ્રચારૈકકૃતેસ્વા-ન્વયકૃતે નમઃ |
| ६३ पित्रे नमः | ૬૩ પિત્રે નમઃ |

| | |
|---|---|
| ६४ स्ववंशेस्थापिताशेषस्व-माहात्म्याय नमः | ૬૪ સ્વવંશેસ્થાપિતાશેષસ્વ-માહાત્મ્યાય નમઃ |
| ६५ स्मयापहाय नमः | ૬૫ સ્મયાપહાય નમઃ |
| ६६ पतिव्रतापतये नमः | ૬૬ પતિવ્રતાપતયે નમઃ |
| ६७ पारलौकिकैहिकदानकृते नमः | ૬૭ પારલૌકિકૈહિકદાનકૃતે નમઃ |
| ६८ निगूढहृदयाय नमः | ૬૮ નિગૂઢહૃદયાય નમઃ |
| ६९ अनन्यभक्तेषुज्ञापिताशयाय नमः | ૬૯ અનન્યભક્તેષુજ્ઞાપિતાશયાય નમઃ |
| ७० उपासनादिमार्गातिमुग्धमोह-निवारकाय नमः | ૭૦ ઉપાસનાદિમાર્ગાતિમુગ્ધમોહ-નિવારકાય નમઃ |
| ७१ भक्तिमार्गैसर्वमार्गवैलक्षण्या-नुभूतिकृते नमः | ૭૧ ભક્તિમાર્ગૈસર્વમાર્ગવૈલક્ષણ્યા-નુભૂતિકૃતે નમઃ |

७२ प्रथक्शरणमार्गोपदेष्ट्रे नमः

७३ श्रीकृष्णहार्दविदे नमः

७४ प्रतिक्षणनिकुंजस्थलीलारस-
सुपूरिताय नमः

७५ तत्कथाक्षिप्तचित्ताय नमः

७६ तद्विस्मृतान्याय नमः

७७ व्रजप्रियाय नमः

७८ प्रियव्रजस्थितये नमः

७९ पुष्टिलीलाकर्त्रे नमः

८० रहःप्रियाय नमः

८१ भक्तेच्छापूरकाय नमः

૭૨ પ્રથક્શરણમાર્ગોપદેષ્ટ્રે નમઃ

૭૩ શ્રીકૃષ્ણહાર્દવિદે નમઃ

૭૪ પ્રતિક્ષણનિકુંજસ્થલીલારસ-
સુપૂરિતાય નમઃ

૭૫ તત્કથાક્ષિપ્તચિત્તાય નયઃ

૭૬ તદ્વિસ્મૃતાન્યાય નમઃ

૭૭ વ્રજાપ્રયાય નમઃ

૭૮ પ્રિયવ્રજસ્થિતયે નમઃ

૭૯ પુષ્ટિલીલાકર્ત્રે નમઃ

૮૦ રહઃપ્રિયાય નમઃ

૮૧ ભક્તેચ્છાપૂરકાય નમઃ

| | |
|---|---|
| ८२ सर्वाज्ञातलीलाय नमः | ८२ સર્વાજ્ઞાતલીલાય નમઃ |
| ८३ अतिमोहनाय नमः | ८३ અતિમોહનાય નમઃ |
| ८४ सर्वासक्ताय नमः | ८४ સર્વાસકતાય નમઃ |
| ८५ भक्तमात्रासक्ताय नमः | ८५ ભકતમાત્રાસક્તાય નમઃ |
| ८६ पतितपावनाय नमः | ८६ પતિતપાવનાય નમઃ |
| ८७ स्वयशोगानसंहृष्टहृदयांभोजविष्टराय नमः | ८७ સ્વયશોગાનસંહૃષ્ટહૃદયાંભોજવિષ્ટરાય નમઃ |
| ८८ यशःपीयूषलहरीप्लावितान्यरसाय नमः | ८८ યશઃપીયૂષલહરીપ્લાવિતાન્યરસાય નમઃ |
| ८९ पराय नमः | ८९ પરાય નમઃ |
| ९० लीलामृतरसार्द्रार्द्रीकृताखिलशरीरभृते नमः | ९० લીલામૃતરસાર્દ્રાર્દ્રીકૃતાખિલશરીરભૃતે નમઃ |

| | |
|---|---|
| ९१ गोवर्द्धनास्थित्युत्साहाय नमः | ૯૧ ગોવર્દ્ધનસ્થિત્યુત્સાહાય નમઃ |
| ९२ तल्लीलाप्रेमपूरिताय नमः | ૯૨ તલ્લીલાપ્રેમપૂરિતાય નમઃ |
| ९३ यज्ञभोक्त्रे नमः | ૯૩ યજ્ઞભોક્ત્રે નમઃ |
| ९४ यज्ञकर्त्रे नमः | ૯૪ યજ્ઞકર્ત્રે નમઃ |
| ९५ चतुर्वर्गविशारदाय नमः | ૯૫ ચતુર્વર્ગવિશારદાય નમઃ |
| ९६ सत्यप्रतिज्ञाय नमः | ૯૬ સત્યપ્રતિજ્ઞાય નમઃ |
| ९७ त्रिगुणातीताय नमः | ૯૭ ત્રિગુણાતીતાય નમઃ |
| ९८ नयविशारदाय नमः | ૯૮ નયવિશારદાય નમઃ |
| ९९ स्वकीर्तिवर्द्धनाय नमः | ૯૯ સ્વકીર્તિવર્દ્ધનાય નમઃ |
| १०० तत्त्वसूत्रभाष्यप्रदर्शकाय नमः | ૧૦૦ તત્ત્વસૂત્રભાષ્યપ્રદર્શકાય નમઃ |
| १०१ मायावादाख्यतूलाग्नये नमः | ૧૦૧ માયાવાદાખ્યતૂલાગ્નયે નમઃ |

| | |
|---|---|
| १०२ ब्रह्मवादनिरूपकाय नमः | ૧૦૨ બ્રહ્મવાદનિરૂપકાય નમઃ |
| १०३ अप्राकृताखिलाकल्पभूषिताय नमः | ૧૦૩ અપ્રાકૃતાખિલાકલ્પભૂષિતાય નમઃ |
| १०४ सहजस्मिताय नमः | ૧૦૪ સહજસ્મિતાય નમઃ |
| १०५ त्रिलोकीभूषणाय नमः | ૧૦૫ ત્રિલોકીભૂષણાય નમઃ |
| १०६ भूमिभाग्याय नमः | ૧૦૬ ભૂમિભાગ્યાય નમઃ |
| १०७ सहजसुंदराय नमः | ૧૦૭ સહજસુંદરાય નમઃ |
| १०८ अशेषभक्तसंप्रार्थ्यचरणाब्जरजोधनाय नमः | ૧૦૮ અશેષભક્તસંપ્રાર્થ્યચરણાબ્જરજોધનાય નમઃ |
| इति श्रीविठ्ठलेश्वर विरचिता अष्टोत्तरशत नामावलि संपूर्णा. | એ પ્રમાણે શ્રીવિઠ્ઠલેશ્વરજીએ રચેલી ૧૦૮ નામાવલિ સંપૂર્ણ થઈ. |

॥ श्रीहरिः ॥

# અથ શ્રીસર્વોત્તમજીનું

# ધોળ.

ભલે પ્રકટ્યા શ્રીવલ્લભદેવ શ્રીપુરુષોત્તમ ભૂતલ ફરીજી;
નહીં પ્રાકૃત ધર્મનો લેશ; અપ્રાકૃત નિજવપુ ધરીજી. ૧
કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતિ કરીજી;
મહા કલિકાલાદિક દોષ, પંડિતની દૃષ્ટિ તિમિર ભરીજી. ૨
મહિમા નવ જાણે જેહ, તે કહીએ ખરા સુર અરિજી;
વહાલે દયા કરી મુખરૂપ, નિજલીલા પ્રકટ કરીજી. ૩
જેની વાણી અતિ દુર્બોધ થાયે સુબોધ જેણે કરીજી;
જેનાં અષ્ટોત્તર શત નામ, તે કહીએ મહાઅઘ હરીજી. ૪
જેના ઋષિવર અગ્નિકુમાર જગતી છંદ નામે ધરીજી;
શ્રીકૃષ્ણ કમળ મુખદેવ, બીજ દ્રષ્ટિ કરૂણા ભરીજી. ૫
જેની ભક્તિમાં અંતરાય, તે નાશનુ પ્રયોજન સહિજી;
આપે અધરામૃતની સિદ્ધિ, તે મધ્યે નિશ્ચે કરીજી. ૬

# ઢાળ.

વહાલો *આનંદ[1] પરમાનંદ[2] કહેવાય,
શ્રીકૃષ્ણ[3] કમળ મુખ કૃપાનિધિ[4] થાય. ૭
વહાલો દૈવી ઉદ્ધારણ[5] પ્રયત્ન ઉપાય,
જેના સ્મરણ[6] માત્રથી આર્ત્તિ જાય. ૮
શ્રીભાગવત[7] ગૂઢાર્થ પ્રકટાય,
સાકાર[8] બ્રહ્મનો વાદ સ્થપાય. ૯
વેદ[9] પારંગ ચોદ ભુવન કહેવાય,
માયાવાદ[10] નિરાકૃત સહુ મીલિ ગાય. ૧૦
સર્વવાદિ[11] નિરાસ કીધા તે લખાય,
ભક્તિમાર્ગ[12] સરસ કમળ વિકસાય. ૧૧
સ્ત્રીશૂદ્રાદિકને[13] ઉદ્ધારવા સમર્થ,
જેના સાધન બળથી ન થાય અર્થ. ૧૨
અંગીકાર[14] માત્રથી સર્વ સ્વકીયે,
કીધાશ્રીગોપીજન પતિને પ્રિયે. ૧૩

---

* જે શબ્દ ઉપર ૧ થી ૧૦૮ સુધી આંકડા મૂકવામાં આવ્યા છે તે આચાર્ય શ્રીમહાપ્રભુજીનાં નામો સમજવાં.

અંગીકાર[૧૫] કરે મર્યાદાનુંસાર
મહાકરૂણાવંત[૧૬] સમર્થ[૧૭] અપાર. ૧૪
વહાલો અદેયદાન[૧૮] દેવાને ચતુર,
મહાઉદાર[૧૯] ચરિત્ર કરે બહુ પૂર. ૧૫
લીલા દેખાડી પ્રાકૃત[૨૦]ની જેહ,
ન ભાંષે મોહ્યા સુર રિપુ તેહ. ૧૬
વૈશ્વાનર[૨૧]* શ્રીવલ્લભ[૨૨] છે નામ,
વહાલો સુંદરરૂપ[૨૩] સ્વજન[૨૪] હિતકામ. ૧૭
કૃષ્ણ[૨૫] ભક્તિ કરે જન શિક્ષાકાજ,
આપે અખિલ[૨૬] ઇષ્ટ શ્રીવલ્લભરાજ. ૧૮
સર્વ લક્ષણથી[૨૭] સંપન્ન વિવેક,
શ્રીકૃષ્ણજ્ઞાનદાતા[૨૮] ગુરૂ[૨૯] એક ૧૯
પોતાના[૩૦] આનંદ થકી બહુ પુષ્ટ,
એના કમળ[૩૧] પત્રસેં નેત્ર સંતુષ્ટ ૨૦
કૃપાદૃષ્ટિની[૩૨] વૃષ્ટિથી હરખ્યાં મન,

* અગ્નિ.

તે દાસ દાસી પ્રિય પતિ[૩૩] ને અનન્ય. ૨૧
રોષ[૩૪] દૃષ્ટિ કરે ભક્તિ શત્રુ *પ્રજાળ,
ભક્ત[૩૫] સેવંતા સુખ સેવા રસાળ. ૨૨
જીરે ભાક્ત વિના નહી સેવા[૩૬] સાધ્ય,
તે કારણથી કહીએ ×દુરારાધ્ય.[૩૭] ૨૩
જેના ચરણ સરોજ દુર્લભ[૩૮] દર્શાય,
જેના ઉગ્ર[૩૯] પ્રતાપ ત્રૈલોકમાં કહેવાય. ૨૪
વચનામૃત[૪૦] કરી પૂર્યા સેવકના અર્થ,
શ્રીભાગવત[૪૧] અમૃત મથન સમર્થ. ૨૫
તેનો સાર[૪૨] કહીયે વ્રજસુંદરીનો ભાવ,
તેણે પરિપૂરણ છે દેહ ભરાવ. ૨૬
સાન્નિધ્યથી[૪૩] દાન કરે કૃષ્ણ પ્રેમ,
ભક્તિ મુક્તિ[૪૪] દેવાનું એઉને નેમ. ૨૭
એક રાસલીલામાં[૪૫] તેમનું તાન,
પ્રભુ[૪૬] કૃપા કરીને કરે કથાનું દાન. ૨૮

* નાશ. ×કઠણ.

[૪૭]વહાલો વિરહના અનુભવને હિત કાજ,
સર્વત્યાગ જણાવ્યો શ્રીવલ્લભરાજ. ૨૯
ઉપદેશ કર્યો [૪૮]ભક્તિમારગ આચાર,
લોક માંહે કર્યો [૪૯]કર્મમારગ પ્રચાર. ૩૦
વેદશાસ્ત્ર કહ્યાં [૫૦]યજ્ઞાદિક દાન,
તેનું ફળ મર્યાદાભક્તિ નિદાન. ૩૧
પ્રભુ [૫૧]પૂર્ણાનંદ છે [૫૨]પૂરણકામ,
[૫૩]સરસ્વતિના પતિ [૫૪]દેવ ઈશ* અભિરામ.× ૩૨
વહાલે [૫૫]સહસ્ર કહ્યાં પુરૂષોત્તમ નામ,
[૫૬]નિજજનને આશ્રયનું છે ધામ. ૩૩
[૫૭]ભક્તિમાર્ગની રીતે કરવા ઉપદેશ,
બહુ ગ્રંથ કરીને ટાળ્યો સંશયનો લેશ. ૩૪
જેને પામવાને છોડ્યા [૫૮]પ્રાણથી પ્રિયે,
એવા [૫૯]ભક્ત સમાજ બિરાજે શ્રીએ. ૩૫
આપ [૬૦]સાધન કરે નિજ દાસને કાજ,
એવા [૬૧]સમર્થ શ્રીવલ્લભ મહારાજ. ૩૬

*પ્રભુ × સુંદર.

કરવા ભક્તિ[૬૨] પ્રચારક ભૂતલ માંહી,
વંશ કીધો પિતા[૬૩] થઈને ગ્રહી બાંહી. ૩૭
સર્વ સામર્થ્ય ધર્યું[૬૪] પોતાને વંશ,
ગર્વ[૬૫] દૂર કરી ટાળ્યો સંશયનો અંશ ૩૮
પ્રભુ પતિવ્રતાના[૬૬] પતિ સાક્ષાત,
કરે યહલોક પરલોક[૬૭] દાન વિખ્યાત. ૩૯
જેના અંતઃકરણ છે ગૂઢ[૬૮] અપાર
અંગીકૃતને[૬૯] જણાવ્યો મનનો વિચાર. ૪૦
ઉપાસનાદિક[૭૦] મારગ જે અન્ય,
તેનો મોહ ટાળીને કીધા સેવક અનન્ય. ૪૧
કર્યો નિશ્ચય[૭૧] જે ભક્તિ સર્વથી વિશેષ,
કીધો શરણ[૭૨] માર્ગનો *જુઓ ઉપદેશ. ૪૨
શ્રીકૃષ્ણના[૭૩] મનની જાણે વાત,
લીલાકુંજબિહારી[૭૪] પરિપૂરણ ગાત. ૪૩
કથારસ[૭૫] મગ્ન સદા છે ચિત્ત,

* જુઓ.

[૭૬]વિસર્યું સૌ તે થકી બીજું વિત્ત. ૪૪
[૭૭]પ્રિય છે ઘણું વ્રજને [૭૮]વ્રજનો વાસ,
કરે [૭૯]પુષ્ટિલીલા એકાંત [૮૦]વિલાસ. ૪૫
કરે [૮૧]ભક્તેચ્છા પરિ પૂરણ દાન,
નાહી નિજ [૮૨]લીલાનું કોઇને જ્ઞાન. ૪૬
અતિ [૮૩]મોહિત જેનું *શીલ ઘણું,
નહિ લોક વિષે [૮૪]આસક્તિ +અણું ૪૭
નિજ [૮૫]ભક્ત વિષે આસક્તિ છે એક,
પ્રભુ [૮૬]પાવન કીધા પતિત અનેક. ૪૮
જે કરે [૮૭]પોતાના ગુણનું ગાન,
તેના હૃદય કમળ રહેવાનું સ્થાન. ૪૯
[૮૮]નિજયશરૂપી અમૃત લહેરી,
તેથી ભીંજવી સર્વ રસ વાસના હરી. ૫૦
પ્રભુ પોતે સર્વ થકી છે [૮૯]પર,
ન કરે તુલ્યતા કોઇ અવર. ૫૧

* સ્વભાવ. + જરા.

[૯૦]લીલારસ અમૃત તરંગ બહુ,
ભીંજવ્યા છે ભક્ત શરીર સહુ. ૫૨
રૂચિ આવે [૯૧]ગિરિગોવર્દ્ધન વાસ,
ને [૯૨]લીલામાં છે અતિશે ઉલ્હાસ. ૫૩
કરે [૯૩]યજ્ઞભોગ ને [૯૪]યજ્ઞકર્મ,
આપે અર્થ કામ ને [૯૫]મોક્ષ ધર્મ. ૫૪
પ્રભુ [૯૬]સત્ય વચન છે *[૯૭]ત્રિગુણાતીત,
નીતિ [૯૮]ચતુરાઈ છે અતિ અગણિત. ૫૫
કરવા [૯૯]પોતાની કીર્તિ પ્રકાશ્ય,
[૧૦૦]કર્યું વ્યાસસૂત્રનું નૂતન ભાષ્ય. ૫૬
અતિ તુચ્છ તૂલ§ જે [૧૦૧]માયાવાદ,
કરી ભસ્માગ્નિ સ્થાપ્યો [૧૦૨]×બ્રહ્મવાદ. ૫૭
[૧૦૩]†અપ્રાકૃત ભૂષણની અતિ કાંતિ,
[૧૦૪]હસતાં મુખ શોભે છે બહુ ભાંતિ. ૫૮
પ્રભુ [૧૦૫]તિનલોકના ભુષણ સાર,
પ્રગટ્યા [૧૦૬]ધરણીનું ભાગ્ય અપાર. ૫૯

*ત્રણ ગુણથી રહિત. §કપાસ, +શુદ્ધાદ્વૈત, †માયારહિત.

પ્રભુ સુંદરતા[107] છે અતીશે અનૂપ,
કેમ વર્ણન કરી શકું એ સ્વરૂપ. ૬૦
સૌ માગે છે પોતાના જન,
ચરણાવિંદની[108] રજ જે ધન. ૬૧
એ કહ્યાં એકસોને આઠે નામ,
શ્રીવલ્લભ આનંદનું છે ધામ. ૬૨

વલણ.

જે કોઇ શ્રદ્ધા કરી નિત્ય ગાયરે,
તેનું મન પહેલું સ્થિર થાયરે. ૬૩
અધરામૃતની સિદ્ધિ પામેરે,
તેમાં સંશયનું નહીં નામેરે.
એ પામ્યા વિના મોક્ષ છે હીનરે,
તેના ફળમાં મુક્તિ છે લીનરે. ૬૫
તેથી સર્વોત્તમ જપ કરવોરે,
શ્રીકૃષ્ણ રસે મન ભરવોરે. ૬૬
શ્રીવિઠ્ઠલ *ઉચ્ચરિત એ નામરે,
જે ગાય પુરે તેના કામરે. ૬૭
તેનો જન્મ સફળ કરી લેખેરે,
વ્રજભુષણજી જેનાં સુખ દેખેરે. ૬૮
ઇતિ શ્રીસર્વોત્તમજીનું ધોળ સમાપ્ત.

* કહેલાં.